રાષ્ટ્રીય અધ્યાપક મંડળના લાભાર્થે

ઓ૩મ. Reg No. 74

# મહર્ષિ પરશુરામ.

લેખક —

માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક, સુરત

સદ્‌ગુણી શશીકળા, રાજર્ષિ ભર્તૃહરિ, સ્વામી ભક્ત સુરપાલ આદીના લેખક

પ્રકાશક —

મગનલાલ નરોત્તમદાસ

ચાપાનેરી

મુ અ માલવીયાજી શાળા નં. ૬

ગોપીપુરા, સુરત.

સુરત, બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમા આવેલા શ્રી 'અંબીકા વીજય' પ્રીન્ટીંગ પ્રેસમા હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કિંમત ૦–૧–૦

સમશેરથી ઝેર વરસાવી ગેરને તેને ઘેર પણ જેર કરાય છે
અને તલ્વારના વારથી મોટા મોટા મહારથીના માનને
મરિત પણ મ્લાન થાય છે
પહેલો' તો આપને એનો અત્યારેજ પ્રત્યક્ષ પરિચય થશે.
આત્મબળના અપૂર્વ પ્રભ વધી અખી ! અવની ડોલી જશે
પરમયોગી પરશુરામ અને રઘુકુળ દીપકરામ !! કામ તમારી
ત્રુટીને તોડશે.
અને પશુબળના પાર્થિવ પગરણુના પોત પણ પ્રજાને પરખાવી
ફરી જગતને જગના જોખમમા નહિજ જેડરો
અને તો એજ સિદ્ધાત સત્ય થશે કે —

(૨)

સદાએ, આત્મ પ્રભા બળવાન જગતમા.. (૨)
શિવ વિષ્ણુને બ્રહ્માથી પણ જીવ છે મહિમાવાન
સુધરે એ શક્તિએ સઘળા શઠ સાચુ શયતાન
ભરતભૂમિના ભદ્રવિરોનુ એ તપ ધર્મ વિધાન
આત્મ શાસ્ત્રથી અલ્પ મધાએ અન્ય શાસ્ત્ર વિજ્ઞાન
(જાય છે)

## પ્રવેશ ૧ લો

પાત્રોઃ-સહસ્ત્રાર્જુન અને તેના સુભટો

સહસ્રાર્જુન પ્રભાત થાય છે, રવિરાજના ... કિરણો વિશ્વમા વિસ્તરે છે અને એ અપૂર્વ અલબેલો આનદ આખોને આજી નાખે છે ભૂમિને ભવ્ય અને આનદદાત્રી બનાવે છે પરતુ એ સઘળાપર સસારમા આજે ક્ષત્રિયોની સત્તા છે.

"જગત સસાર—આ ગુલઝારમા ઇતબાર ક્ષત્રિયનો,
સકલ સસારમા સચારને સત્કાર ક્ષત્રિયનો,
વિકટ ભયકાર આ ભડકાર ત્યા વ્યવકા ક્ષત્રિયનો,
જગત આચારથી પ્રતિકાર નહિ થાન ? ક્ષત્રિયનો,
ઇશ્વરઆવડ ઉરથી અમે જે ધારીએ તે થાય છે,
ભાનુ ઉગે અસ્તાચળ ને ચદ્ર પૂર્વે જાય છે"

એક સુભટ જો મહારાજ ! એમજ હોય તો જોગેશ્વર જમદગ્નિ પાસે ઇચ્છિત ફળ દાત્રી કામધેનુનો વાસ છે અને તેનાજ પરિબળથી તેમના પુણ્યનો પૃથિવિમા પ્રકાશ છે જો આપનુ આટ અગાધ બળ છે તો એ ગાયને આપ મેળવો તેમાજ તમારી શક્તિનો વિકાસ છે એજ કર્મમા તમારી કિર્તિનો નિવાસ છે

સહસ્રાર્જુન—જે સૂર્ય રથભાવી શક પર્જન્ય પણ અટકાવતો
ક્ષણમા ઉતારી પૃથ્વીપર સુરરાયને પણ લાવતો
તે એક બ્રાહ્મણ પુત્રથી ડરનાર છે સસારમા '

એ ગાય પણ આની જશે જો જો હવે ક્ષણવારમા એ ગાયને મેળવવા મારૂ સર્વ સૈન્ય ક્યારથી પ્રયાણ કરી ગયુ છે તે તુ જાણે છે ?

(એક દૂત આવી સહસ્રાર્જુનને પ્રણામ કરી ઉભો રહેછે)

સહસ્રાર્જુન સેનાધ્યક્ષ ! તમારૂ મુખ કેમ મ્લાન નિરખાય છે અને તમારૂ હૃદય શોકાન્વિત હોય તેમ કેમ અવલોકાય છે ? કહો કામધેનુ પ્રાપ્તીના શા સમાચાર છે ? વિજયની વધામણી આપો છો કે આ ભાગ્યમા હારનો હાહાકાર છે '

સેનાધ્યક્ષ—'મહારાજ ! આ વજ્ર ? કહેવાય ના એવા બનાવો
છે થયા

સહુ સૈનીકો મહારાજના સૃષ્ટિ તજી સ્વર્ગે ગયા
નવ કામધેનુ સાપડી પડી છે ! પ્રત્તિ આ કરી
આ કષ્ટ મહા દુખ દાયી છે બસ રક્ષનારો શ્રી હરિ !'

સહસ્રાર્જુન—'શુ સત્ય હુ આ સાભળુ કે સ્વપ્નનો આભાસ છે
પૃથિવિપતિ અર્જુન તણા બલનો જગતમા નાશ છે.
શુ સૂર્ય કે તારો પડ્યો ? ગળી આ ગયુ આકાશ છે
અવની બધી ફાટી ગઈ ? શુ પૃથ્વીનો મહા નાશ છે ?"

એક દૂત આવીને મહારાજ ! જમદગ્નિના પુત્ર પરશુરામે આપનાપર આક્રમણની તૈયારી કરી છે માટે અત્રેથી સત્વર પ્રસ્થાન કરો તેમાજ આપનુ માન છે

સહસ્રાર્જુન. જો એમ હોય તો પ્રધાનજી ! પ્રસ્થાનની તૈયારી કરો (બધા જાય છે)

## પ્રવેશ ૨ જો.

પરશુરામ—જમદગ્નિનો પુત્ર

ચાર બીજા સરદારો

વિષ્કંભક—પરશુરામનો ભાઇ

પરશુરામ—વિષ્કંભક ! ક્ષત્રિયોના મદનુ મર્દન કરવા અલ્પ અવસરમા આપણુ સૈન્ય જાય છે તેમા સેનાધ્યક્ષપદ પર મે તમને નિયત કર્યા છે માટે સત્વર તૈયાર થાઓ અને દુશ્મનોને દળી નાખવા રણસંગ્રામમા ચાલ્યા જાઓ.

વિષ્કંભક—ગરુ! હું આપના મુખથી આ શું સાંભળું છું?
શું બ્રાહ્મણોનો ધર્મ તલવાર પકડવાનો છે. કહો સહોદર
વેદ ધર્મના શા ફરમાનો છે?

પરશુરામ—એ વિષયના વિચારનો તને અવકાશ નથી તું જાણે,
છે મારો સ્વભાવ કેવો વિષમય છે તે પિછાણે છે છતાં
મારી ઇચ્છામાં આશંકા કેમ આણે છે?

વિષ્કંભક—હું ધારું છું વડીલ સહોદર પરશુરામ હજી
નાદાન છે

પરશુરામ—પરશુરામ નાદાન છે કે આ બોલનાર બેઇમાન
શયતાન છે!

વિષ્કંભક—આર્ય આદર્શને આધારે ક્ષત્રીયોને શમશેર
સોંપાય છે

બ્રાહ્મણો ધર્મનો ઉપદેશ કરવામાં પ્રવર્તાય છે.

વર્ણ કર્મને વિસરનાર વિદગ્ધ પુરૂષો પાપમાં પટકાય છે

પછી કહે પરશુરામ તમારી આજ્ઞા શું ધર્મને અનુકુળ થાય છે?

પરશુરામ—વિષ્કંભક! મારી આજ્ઞાની સત્યતાનો મને સંપૂર્ણ
ખ્યાલ છે

મારી આજ્ઞાને ઉલ્લંઘનારની દેહ તૂકટે તુકડા થઇ ભસ્મ થાય છે.

વિરોધ એ પરશુરામના કારાગૃહ પરથ છે

અધર્મીઓનો શમ આગાર સિચ્યાં એ પરશુરામના કામ છે.

અને જગતના ક્ષત્રિયોનો નાશ એમાજ આ આત્માનો અભિ
રામ છે

'બાણુ અઢાણુ કાસીએ રિપુને પછાડી મારવા
નરનારી બાળક સર્વને સાથે મળી સંહારવા

નિ:ક્ષાત્ર આ પૃથ્વી ક  અભિલાષ એ અંતરતણી,
રમરણમા છે,
સહારવા સહુ ક્ષત્રીને એ  પ્રતિજ્ઞા આપણી'

(૩)

વિષ્ણુભક્ત' આ ધર્મ કર્મ નથી કાંઇ આ થાય અધર્મજ ભાઇ
કાં ક્રોધવડે કચડાઇ ? ગ્યો પાપ વ્રથા વિસરાઇ ?
નહિ ક્ષાત્ર તેજ કરમાશે, બ્રાહ્મણથી રાજન થાશે,
જગ આ અપકિર્તિ ગાશ, નકી સહુ ક્ષત્રી હણાશે,
નવ કુબ્યો વૃથા ભરમાઇ આ ધર્મ કર્મ નથી કાંઇ.

પરશુરામ વિષ્ણુભક્ત ! જા દૂર  આની રીતે ઉલ્લાસને બદલે નિરાશા ફેલાવતો મટી જા !

સેનાપતિજી ! એક સૈન્ય સહસ્ત્રાર્જુનનો વધ કરવા મોકલો અને બીજુ સૈન્ય તૈયાર કરી જગતના મહાન રણવીર રાજા ચંદ્રસેનનો વધ કરવા તમે પોતે મારી સાથે તૈયાર થાઓ, ચાલો ત્વરા કરો અને પાખંડીઓના પ્રાણ હરો

(જાય છે)

## પ્રવેશ . જો

સ્થળ પરશુરામની છાવણી

પરશુરામ પોતાના અનુચરો સાથે બેઠો છે

પરશુરામ "ક્ષત્રીને સહારવા પણ લીધું તે પાર આજે કરી
આપ્યો તે જશ પૃથ્વીમા પલકમા તારી કૃપા શ્રી હરિ !
એવા જે અભિલાષ થાય ઉરમા સૌ પાર તે પાડજે
હે કિરતાર કૃપા નિધાન મુજથી આઝા દયાળુ થજે."

સમસ્ત પૃથ્વીને નિ ક્ષાત્ર કરવાનુ પણ લીધુ અને તે દુષ્કર ભવસિંધુ લગભગ તરી ગયો રાજા સહસ્રાર્જુનના પણ સહસ્ર ટૂકડા કરી તેનો વધ કીધો હવે માત્ર રાજા ચંદ્રસેન મારા બળનો સ્વીકાર નથી કરતો અને હજી મારા બંદીખાનામા પડી પોતાની કીર્તિ બાળવે છે તેનો નાશ કરવોજ આવશ્યક છે પ્રધાનજી ! રાજા ચંદ્રસેન અને તેના સરદારોને હાજર કરો

(ચંદ્રસેનને લઇ પ્રધાન આવે છે)

પરશુરામ રાજા ચંદ્રસેન ! જે ક્ષત્રીઓ મારે શરણે આવે છે તેજ આયુષ્ય રાખવામા ફાવે છે તો હવે તાબે થઇ જીવવાનુ તને ભાવે છે કે મૃત્યુને આગણે સિધાવે છે

ચંદ્રસેન પરશુરામ ! મનુષ્યોને પ્રભુ બચાવે છે જલ્લાદોની જીંદગીનો પણ અંત આવે છે ત્યા શુ તુ ચંદ્રસેનને મૃત્યુનો ભય બતાવે છે ધર્મ માર્ગ પરાયણ કેસરીને શુ કષ્ટથી તાવે છે-સતાવે છે.

પરશુરામ એ શબ્દ હુ સ્હાતો નથી તુ ટેક તારી તોડશે
કે બ્યર્થ આ મુર્ખાઇથી શુ જીંદગાની છોડશે
મિથ્યા અરે હઠિલાઇથી જીવ ઝેર સાથે જોડશે
કે કુંભ આ કાયા તણો તેને નકામો ફોડશે ?

ચંદ્રસેન સાગર સુકાઇ સૃષ્ટિના શુ નાશ સર્વ તણો થશે
તજશે રવિ પણ ઉષ્ણુતા ફિરતાર અન્યાયી થશે
બનશે અહિંસક કેસરી ગતિકાળ કેરી ખૂટશે
પણ ટેક ક્ષત્રીય વિરની નહિ છૂટશે નહિ તૂટશે

પરશુરામ: તો જાણજે નિજહસ્તથી તુ મૃત્યુને સત્કારશે
આ જીંદગી વાળી હશે તેને હરામી ! મારશે
ચંડાળ ! કા હઠ ચઢી મુજ પ્રેમને પ્રતિકારશે
કા વ્યર્થ આ હઠીલાઇથી આયુષ્ય આખુ હારશે

ચંદ્રસેન આ દેહના ટૂકડા કરો કે ઝેરથી કાયા ભરો
તેનો ન કાંઇ ખગખશે આ પ્રાણની પરવા નથી
કિરતાર જગમા એક છે જો એક મારી ટેક છે
તો માર્ગ મારો નેક ત્યા તુજ બાણથી પરવા નથી

પરશુરામ (ચંદ્રસેનના સરદારોને) ઠીક છે ! તમે પણ શુ આ મુર્ખની
સાથે મરવા માગો છો કે આયુષ્ય અરખલીત
રાખવા ચરણે લાગો છો ?

(૪)

સુભટો. છે કિર્તિ અમોને પ્યારીરે મીથ્યા છે અન્ય કામ,
નવ ટેક કદી તૂટનારીરે .પાખડી પરશુરામ !
ફરકે લાખો તરવારો રતા થકી અમને મારો
આ પ્રાણ ભલે પડનારોરે . મેળવશુ મોક્ષ ધામ
હિમગીરી પણ કદી ડગમગશે મોભે કદી નેવો મળશે
અમધર્મ લગીર ન ચળશેરે પૃથિવિમા છે પ્રણામ

પરશુરામ પ્રધાનજી ! આ સર્વને બળતી ભઠ્ઠીમા નાખીને
મારી નાખો સહસ્રાર્જુનના પકડાએલા કુટુબને ઝાડથી
લટકાવી નીચેથી અગ્નિની જવાળા સળગાવી મારી નાખો
અને બીજા કેદીઓનો એનીજ રીતે નાશ કરો
પ્રધાનજી ! આ ઋષિરાજને શા માટે આણ્યા છે

પ્રધાન મહારાજ ! એમણે ચંદ્રસેન મહારાજની સગર્ભા સ્ત્રીને
આશ્રય આપ્યો છે.

પરશુરામ. યોગીરાજ ! એ સ્ત્રીને મારે સ્વાધીન કરી દેવી પડશે અને ત્યારેજ તમોને પણ બંધન મૂક્તિ મળશે

યોગીરાજ જો પરશુરામ તુ મારૂં એક વચન પાળવા તૈયાર હોય તો તારૂં વચન પાળવા હુ પણ તૈયાર છુ

પરશુરામ આર્ય ઋષિઓના વચન પાળવા એ તો મારો ધર્મજ છે.

યોગીરાજ તો પરશુરામ એ સ્ત્રી હુ જીવતી તને આપુ છુ તુ એના ઉદરનો ગર્ભશસ્ત્રક્રીયાથી બહાર કાઢી જીવતો મને આપી દે

પરશુરામ "મારી બધી મનકામના તે ભષ્મ આ પળમાં થઇ

પ્રિચ્છા હૃદયમા જે હતી વચને બધી પલટી ગઇ

એના ઉદરમા પુત્ર છે તે કિર્તિ મેળવશે ખરે

તારા વચનથી વિશ્વમા મુજ શત્રુ આ તે ઉગરે

મુત્સદી થઇ તરવારને તે વાપરી બહુ માનથી

આ વિશ્વમા વિજયી થશે કાયસ્થના અભિધાનથી

એ વંશની વૃદ્ધિ વડે 'કાયસ્થ' જાતી ચાલશે

મમ શત્રુની પણ વિશ્વમા આશિષ દઉ વૃધ્ધિ થશે.

ઋષિરાજ ! પછી એ સ્ત્રીના પ્રાણ લેવાનુ શુ પ્રયોજન છે જાઓ ઋષીરાજ ! તમને બંધન મૂકતી મળે છે

( જાય છે )

પરશુરામ હવે માત્ર રામચંદ્રનો સંહાર કરવાનુ અવશેષ છે તે વાસના બર લાવો અને ત્રિલોકમા પરશુરામનો જય જયકાર વર્તાવા

સુભટો: ભગવાન પરશુરામનો જય.

१०-८३



## પ્રવેશ ૪ થો.

પરશુરામની દાવણી
(ત્યાથી રામચદ્ર પોતાના સૈન્ય સાથે જાય છે
પરશુરામ તેને જઇ અટકાવે છે)

રામચદ્ર—શુ આ ભૂમિપર મહર્ષિ પરશુરામની સત્તાનો વિસ્તાર છે

પરશુરામ—શુ હા, પણ તે પહેલા જણાવ કે તુ ક્ષત્રિયનો કુમાર છે.

રામચદ્ર—(પરશુરામને જોઇ વદન હો મહર્ષિ પરશુરામ! જાણ્યા છતા પણ એ પૂછવાનુ શુ પ્રયોજન છે?

પરશુરામ—રામચદ્ર! પૃથ્વીને ક્ષત્રીયોથી વિમુખ બનાવવી એ મારૂ કામ છે-મારો જીવન સગ્રામ છે

રામચદ્ર—તો ક્ષ. ' રક્ષક આર્ય સેવકોમા પહેલુ મારૂ નામ છે

પરશુરામ—રામચદ્ર જો એમ હોય તો યુધ્ધને માટે તત્પર થા વારૂ સૈન્ય ગણ! જો તમે તમારા સ્વીમીથી વિમુખ બની મારે શરણે આ વવા ઇચ્છતા હો તો તમને પણ મૂક્તિ મળશે! બતાવે. એ બાબતમા તમ્હારી શી આશ છે! જીવનની અભિ ાશ છે કે હૃદયમા મરણ ઇચ્છાનોજ વાસ છે

પહેલો—'જે સ્વામીથી પોબાઇને તેનુ પછી હીત ના કરે,
કાયાપરે લોભાઇ જે સગ્રામમા જાતા ડરે?

આયુષ્ય એળે જાય તે એ જન્મ મિથ્યા થાય છે,
જે સ્વામીના દ્રોહી બને તે નર્કમા પટકાય છે'

બીજો—'ક્ષત્રીં તણી કાયા મળી પછી યુધ્ધમાં નવ સચરે
જીવ્યો વૃથા તે વિશ્વમા રણ ત્યાગી જે પાછો ફરે
તે દેહને જન્માવનારી નાર પણ લજવાય છે
છે કોણ એવો મૂર્ખ જે નર્કે જવા દિલ થાય છે'

ત્રીજો—'પયપાન ક્ષત્રાણી તણ સાર્થક ન સૃષ્ટિમા કર્યું
આ પૃથિવિ પર તે કષ્ટનું દિલ ભાર જેવુ છે ભર્યું'
રણક્ષેત્રમા પગ છે મૂક્યો પાછો પછી ધરતા નહિ
કાયા થકી મરજો ભલે! આત્મા વડે મરતા નહિ.'

ચોથો—પૃથ્વીના પટપર ધરી કાયા રમ્યા ન રણસગ્રામ
વિફલ જીવન સૃષ્ટિમા તેનુ ધરિ ન હૈયે હામ
ધરી ન હૈયે હામ કદાપી વૃથા જીવ્યો જગમા તે પાપી
માતા પિતા તે ના લજવાયા પૃથ્વીના પટપર ધરી કાયા

પાચમો—ધરામા ધરી દેહને ધુળ કીધી રણે ના રમ્યો ધિક્ર તે
દેહ લીધી,
ગઇ લ્હાણુ તો નિગના પ્રાણ લાજે ગણુ આપવુ છે હવે
ધર્મ કાજે

છઠ્ઠો—હૃદયથી રક્ત મેાા ખુટે હજારો ખજરો છુટે
ધડકતી તોપ પણ ફુટે છતા હું ટેક ના તોડુ
નીચે અસમાનને લાવો જમીનપર વ્હાણ ચલવાવો
ભલે દુશ્મન પ્રભુ થાવા અધર્મે પ્રાણના જોડુ

સાતમો—જલાવો ભઠ્ઠીમા નાખી ચલાવો રક્ત અગારે
થઇ જલ્લાદ જો કાપો ભલે સમશેરની ધારે
કદી ખજર ધરી શીરપર દયા હિનતા વડે મારો
ચુકુ નહિ પ્રાણથી પ્યારો અમારો ધર્મનો ધારો '

આઠમો—નહિ ક્ષત્રી કદાપીજ ટેક મૂકે ધરણી મહી તે નવ ધર્મ ચુકે
નવ ધર્મ તણા કદી દ્રોહી થવુ જીવી જીતવુ કે પછી સ્વર્ગે જવુ.

રામચદ્ર—પરશુરામ ! આ પ્રભુના બાળકોને જેર કરવા ઉપાડેલી સમશેર તેથી તો દશમેર ફેલાશે વેર
શસ્ત્ર તો મ્લેચ્છને દળવા માટે છે પ્રેમ સગ્રામથે સ્નેહથી મળવા માટે છે વળી બ્રાહ્મણોનો ધર્મ તો ક્ષત્રીયોને ઉપદેશ દઇ ધર્મ માર્ગમા વાળવાનો છે

પરશુરામ—રામચદ્ર ! તમારી ઇચ્છા સર્વથા વદનીય છે પરતુ ક્ષત્રીયો પોતાના બળમા મસ્તાન છે તેમને અપૂર્વ અભિમાન છે એક રીતે તેઓ જગતના શયતાન, ના ફરમાન હયવાન છે

રામચંદ્ર—આ શબ્દો ઉચ્ચારનાર પરશુરામ મહર્ષિ કહેવાય છે તેનું મને આશ્ચર્ય થય છે છતા પણ પરશુરામ ! તમે બ્રાહ્મણ સંતાન છે. મારા કઠપર સમશેરનો વ્હાર કરવો એ પાપ છે તમને ક્ષત્રિયે થી વેર હોય તો ભલે મારા આ નિશસ્ત્ર ઉભેલા જનોનો તેનો અને મારો નાશ

કરો બધુ બધુ પર સમશેર ખેચની એ મહા પાપ છે તેમા શ્રી હરિના સતાપ છે સૈનિકો! આગળ આવો અને મૃત્યુને માટે તૈયાર થાઓ

પરશુરામ—શુ વાક્ય છે આ વિરનુ પુરુષાર્થના આ કામ છે.

તું રામ છે પણ રામનુ તુજમા જરાએ નામ છે?
ક્ષત્રી તણુ સસારમા સત્કાર્ય તો સગ્રામ છે
રણક્ષેત્ર એ રણવીરનુ મહામોક્ષ કર ધામ છે

રામચદ્ર—"તલવાર ભાલા પ્રહારથી બધુ તણો વધ થાય ના
જ્યા પ્રેમથી કજીયો મટે ત્યા શસ્ત્ર કે વપરાયના
આ આસુરી બળ આપનુ ચિરકાલ તે રહેશે નહિ
આત્મા તણી શક્તિ કદી તમ પાપને સ્હેશે નહિ"

શક્તિ સાધન અને તમારો નાશ કરવાની સત્તા છતા પણ દેશબધુ પર તલવાર ઉગામવાનુ પાપ માની શરણે થયા વિના તમારી સામે ઉભો છુ જોઉ છુ તમારી સમશેર મને કેવી રીતે કહે છે જેર'

પરશુરામ. સેનાધ્યક્ષ! રામચદ્રના અને તેના સરદારોના પ્રાણ પાર્થિવ દેહથી જુદા પાડો

(રામચદ્રને)

સેનાપતિ—રામચદ્ર! ચાલ સત્વર સમશેર કાઢો

પરશુરામ—સેનાપતિજી! રામચદ્ર સમશેરથી યુધ્ધ કરવાનો પ્રતિકાર કરે છે છતા [illegible] સ્વીકાર કરે છે તમારી તલવાર ચલાવો અને આ દુશ્મનોનો અત લાવો

(૫)

**લક્ષ્મણ**—જગત કીરતારના ઘર છે ન તેમા દુશ્મનો કોઇ
બધાથી આત્મ આ પર છે ન તેને નાખશો ધોઇ
ભલે બ્રાહ્મણ અગર ભંગી, કદી હો વૈશ્યનો સંગી
હૃદય કિરતારથી રંગી જુઓના દુશ્મનો કોઇ

**પરશુરામ**—ચાલો સત્વર સમશેરથી આ પાપીઓના પ્રાણ જુદા કરો

**સેનાપતિ**—મહર્ષિરાજ ! નિશસ્ત્ર ઉપર પ્રહાર એથીતો થાય છે ધર્મનો પ્રતિકાર, રામચંદ્ર જો ઉપાડે તલવાર તો પછી અવશ્ય હું એનો કરૂં સંહાર

**પરશુરામ**—સેનાપતિ ! શું મારી આજ્ઞાનો ભંગ થાય છે

**સેનાપતી**—તૂટતે હૃદયે ફૂટતે મને ધર્મને ધારવા આપની આજ્ઞા લોપાય છે

**પરશુરામ**—(બીજાને) તમારી સમશેર પણ શું આમ શરમાય છે!
શું દુશ્મનોનો વધ કરવો એ પાપ કહેવાય છે

**બી. સેનાપતિ**—નથી જ્યા શસ્ત્ર કૈ કરમાં નથી જો વેર અંતરમા
પછી જગ આ પ્રભુ ઘરમા ચલાવું શસ્ત્ર શું મારા ?

**ત્રીજો**—નથી જ્યા વેરની પરવા ઉભો વિરમોતથી મરવા
કપટ ત્યા શા પછી કરવા વહાવી લોહીની ધારા

**ચોથો**—હૃદયમા પ્રેમ જો . . . . . જ્યાં છે ક્લેશ પડછાયો
પછી લઇ ક્રોધનો . . . . ન . . . શુ ધર્મ હત્યારા.

**પરશુરામ**—તો સામે થ . . . . . . . હાથેજ તારો વધ કરૂં છું અને મારી પ્રતિજ્ઞાને અનુસરૂં છું.

(તલવાર મારવા જાય છે તે પડી જાય છે)

પરશુરામ—હે કમભાગ્ય ! પરશુરામના હસ્તનો પ્રહાર નથી
પામ્યો પ્રતિકાર છતા આજ આ શુ જુએ છે સસાર
બસ, મને લાગે છે મ રી પ્રભુતાનો પ્રતાપ પૂર્ણ થયો
છે રામચદ્ર !

'અધર્મે ધર્મની પડતી જગતમા થાય છે જ્યારે
મનુષ્યોના હૃદય માહી હરિ અવતાર લે ત્યાર'

ક્ષત્રીયો પ્રજા પાલનનુ કામ તજી પ્રજા પિડન કરતા હતા તેથી મારા સ્વાર્થને માટે નહિ પ્રજાપાલન માટે મે આનાશ યજ્ઞ રચ્યો હતો. મારા હૃદયમા પ્રભુનો અવતાર થયો હતો, હવે ઇશ્વરનો અવતાર તારા હૃદયમા થયો છે ભરતની રક્ષા માટે દેશસેવા માટે અસુરોનો બાળક અબળાઓનો પણ નાશ કરજે અને પરમ પાવની આર્યમાતાને જગતમા ઉજ્વલ કરજે રામ ! આજથી આ પરશુરામનુ કામ તુજ બજાવજે મારી પ્રવૃત્તિ જન્મપૂર્ણ થાય છે પરશુરામ મોક્ષ સાધવા અરણ્યમા જાય છે જા વિજયી થા એ મારો પેગામ છે

સર્વે—આત્મ શકિતની અમર પ્રભુતા જગભર ભરજો પ્રાણ
વિશ્વનો કરવા ને નિરવાણ

વિશ્વમા મેળવ ભરતમાન જગતમા થા ઝટ મહિમા વાન
અસુર સુર ગાવો ના[illegible] ગાન [illegible] થા મહુ તારા સતાન
બનો ફરી ભારત તેજાનઘાન [illegible] પ્રકટો અહિ થી જ્ઞાન
સૃષ્ટિમા મળજો અમુલખ માન થ[illegible] 'કુર્ણિક' જગ ઉદ્યાન

---

રાષ્ટ્રિય અધ્યાપક મડળના દ્વિતીય સમારભ વખતે ભજવાએલો પ્રયોગ